# મંગળકળશ ચારિત્ર.

સર્વ જૈન ભાઇઓને વાસ્તે.

અ.ચક હીરાલાલ હ. હંસરાજ.

પરિશિષ્ટ પર્વ તથા વિવેક વિલાસ આદિક ગ્રંથોના
ભાષાંતર કર્તાએ સંસ્કૃત ઉપરથી
ભાષાંતર કરી છપાવી પ્રસિદ્ધ
કર્યું.

મુંબઈ.

રાજ્યભક્ત પ્રીંટીંગ પ્રેસમાં કાળીદાસ સાંકળચંદે
છાપ્યું.

સંવત ૧૯૪૭ સને ૧૮૯૧.

કીંમત રૂ૦-૩-૦

# અર્પણ પત્રિકા.



મેહેરબાન સાહેબ શા. માણેકચંદ જાદવજી.

આપ જૈનધર્મના ઉદયમાં અનુપમ ઉત્સાહ ધરાવો છો, વળી આપનું દ્રવ્ય ધર્મોના ઉચિત કાર્યોમાં જોડી આ મનુષ્ય જન્મને સફળ કરો છો, વળિ આપણામાના કેટલાક પામર સાધર્મિક ભાઈઓને, આપ, આપના તન, મન, તથા ધનથી બનતી મદદ કરવા ચૂકતા નથી, વળિ આપ ધર્મના ઘણાજ અનુરાગી છો, તથા પ્રાચીન અમૂલ્ય પુસ્તકોનો ઉદ્ધાર કરાવવામાં આપ આપના ખરા અંતઃકરણથી ઘણોજ ઉત્સાહ રાખો છો. તેથી, આ પુસ્તક આપના કરકમળમાં અર્પણ કરૂં છું તે સ્વીકારશો એવી આશા છે.

હીરાલાલ વિ. હંસરાજ;

જામનગરવાળા.

# પ્રસ્તાવના.

અહો સુજ્ઞ જૈનબંધુઓ! આ અપૂર્વ તથા દુર્લભ મનુષ્યજન્મ પામી, નિંદ્રા, તંદ્રા, તથા વિષય આદિક દુર્ગતિદાયક પદાર્થો રૂપી કાદવમાં, તમારા આ અનંત ચતુષ્ટયવાળા આત્માને રોળી, મલીનપણું લગાડવું તે કેવું ભૂલ ભરેલું છે? વળિ આ મનુષ્ય જન્મજ માત્ર આપણે પામ્યા છીએં તેમ નથી, પણ તે મનુષ્ય જન્મને શણગારવાને ચિંતામણિ રત્નસમાન, જૈનધર્મ પણ આપણે પામ્યા છીએ. હવે તે ચિંતામણિ રત્નને જો આપણે નિષ્ફળ ગુમાવીએં, તો ખચિત આ આપણો મનુષ્યજન્મ નિષ્ફળ જાય છે. વળિ આ વિષમકાળમાં આપણામાંના કેટલાક માણસો આ જૈનધર્મરૂપી અમૂલ્ય રત્નનો ત્યાગ કરી, પ્રમદાઓના વિચિત્ર વિલાસોરૂપી કાચના કકડાઓમાં મોહિત થયેલા નજરે જોવામાં આવે છે. તેનું મુખ્ય કારણ તો માત્ર એટલુંજ નજરે જોવામાં આવે છે કે, આપણથી આપણા અપૂર્વ શાસ્ત્રોનું, વાંચવાનું, શ્રવણ કરવાનું, અથવા અભ્યાસ કરવાનું બની શકતું નથી. વળિ આપણા અપૂર્વ શાસ્ત્રો, આગળ થઇ ગયેલા મહાન આચાર્યોએ, સંસ્કૃત આદિક ભાષાઓમાં રચેલાં છે, અને તેમાં મહાન પુરૂષોના ઉત્તમ ઉત્તમ ચરિત્રો વર્ણવેલાં છે. પણ તે ભાષાના અજ્ઞાનપણાથી તે શાસ્ત્રોમાં શું કહ્યું છે? તેનો મુદ્દલ લાભ આપણે લઇ શકતા નથી. અને તેથીજ તેમાં શું કહ્યું છે,

તથા ચરિત્રો કેવી રીતે વર્ણવેલાં છે, તેનું બિલકુલ જ્ઞાન આપણને થઇ શકતું નથી. અને તેથીજ, તેઓના ચરિત્રો પ્રમાણે વર્તવાથી આપણને શું ફળ મળે છે? તેપણ જણાતું નથી. અને તેથીજ વિષય, ક્રોધ, માન, માયા, લોભ, મત્સર, આદિક 'દુશ્મનો, આપણા હૃદયમાં જગો ખાલી જોઇ, ભરાઇ બેસે છે. પણ તે દુશ્મનોને અટકાવવા, જો આપણી પાસે ધર્મરૂપી માત્ર એકજ યોદ્ધો હોય, તો તે દુશ્મનો કદીપણ પોતાનું બળ બતાવી શકે નહીં. માટે એવું જાણી, તે ધર્મનું આપણા જૈનબંધુઓને જાણપણું કરાવવા વાસ્તે સંસ્કૃત શાસ્ત્રોનું ગુજરાતીમાં ભાષાંતર કરી, બહાર પાડવાનો મેં વિચાર કર્યો છે, કે જેથી, આપણા જૈનબંધુઓ તેનો લાભ લઇ શકે. એમ ધારી, આ ધાર્મિક પુરૂષ, શ્રી મંગલકળશકુમારના ચરિત્રનું ગુજરાતીમાં ભાષાંતર કરી, પ્રગટ કરેલું છે, તેનો સર્વ સુજ્ઞ જૈનબંધુઓ વાંચી લાભ લેશે એવી આશા છે. આ પુસ્તક હમેશાં વાંચવાથી આપણા આત્માનું કલ્યાણ થશે. વળી આ પુસ્તકને જેમ આસાતના ન થાય, તેમ સાચવીને રાખશો. એજ વિનંતિ.

શ્રાવક, હીરાલાલ વિં. હંસરાજ; પંડિત.

જામનગરવાળા.

૪૫૮૭૪

श्रीजिनायनमः

# મંગળકળશ ચરિત્ર.

## શિખરણી છંદ.

ભજો ભવ્યો ભાવે ભુવન વિભુને ભક્તિભરથી,
નમો શ્રીચારિત્ર વિજય ગુરૂને ગૌરવ થકી;
લહો લોકો લાવો લવ લગનમાં લાભ લઇને,
જિનેશે ભાષેલા જિન ધરમનો ચિત્ત દઈને.

---

આ આપણો જૈન ધર્મ ચિંતામણિ રત્નસમાન છે તેનું આરાધન કરવાથી ઈચ્છિત વસ્તુઓ મળે છે, તે ઉપર શ્રી મંગલકળશ કુમારનું ચરિત્ર કહુંછું.

ઉજ્જયની નામે નગરીમાં વૈરસિંહ નામે રાજા હતો, તેને પ્રાણથી પણ પ્યારી સોમચંદ્રા નામે સ્ત્રી હતી. તે નગરમાં ધનદત્ત નામે એક શેઠ હતો, તે શેઠ વિનયવંત, શિયલવંત, દયાવંત, દેવગુરૂની સેવામાં તત્પર, તથા પરોપકારી હતો. વળી તેની સ્ત્રી સત્યભામા નામની હતી. તે પણ શિયલવંતી, તથા પોતાના ભરતારમાં પ્રેમવાળી હતી. એવી રીતે તે બન્ને જણ ગુણવંત હતા, પણ તેઓને કંઇ સંતાન નહોતું એક દહાડો તે સત્યભામાએ

પોતાના પતિને પુત્રની ચિંતાથી ઉદાસ મુખવાળા દીઠા. ત્યારે પુછવા લાગી કે, હે સ્વામિ, આજે આપ ઉદાસ થઇ કેમ બેઠા છો? ત્યારે શેઠે પોતાની ચિંતાનું ખરેખરું કારણ જણાવી આપ્યું. શેઠનું પુત્ર વિષેની ચિંતાનું કારણ સાંભળી, તે કહેવા લાગી કે હે પ્રાણનાથ, આવી ચિંતા આપે કરવી ન જોઇએ, કારણ કે આ લોકમાં તથા પરલોકમાં માણસોને એક જૈન ધર્મજ વાંછિત અર્થ આપે છે, માટે સુખની ઇચ્છા કરનાર માણસે એનેજ સેવવો જોઇએ. તે સાંભળી શેઠ કહેવા લાગ્યા કે, હે પ્રિયે, કઇ યુકિતથી તે ધર્મ આરાધી શકાય? તે મને કહે. ત્યારે સત્યભામા કહેવા લાગી, કે, હે સ્વામિ, શ્રી અરિહંત પ્રભુની તથા સુગુરૂની આપ ભકિત કરો, સુપાત્રે દાન દીઓ, સિદ્ધાંતનાં પુસ્તકો લખાવો, એમ કરતાં જો કદિકને આપણને પુત્ર થયો, તો શ્રેષ્ઠ છે, અને જો ન થયો તો, હે નાથ, આપણો પરલોક તો નિર્મળ થશેજ. એ વચનો સાંભળી, હર્ષ પામી કહેવા લાગ્યો કે, હે પ્રિયે, તેં બરાબર વાત કહી. ખરેખર ઉત્તમ પ્રકારે આરાધેલો ધર્મ, કલ્પવૃક્ષ તથા ચિંતામણિની પેઠે ઇચ્છિત વસ્તુઓ આપે છે પછી શેઠે મનમાં નિશ્ચય કરી, દેવપૂજા વાસ્તે જોઇતા પુષ્પો લાવવામાટે, એક માળીને બોલાવી

તેને ઘણું દ્રવ્ય આપી, તેના બાગમાંથી દરરોજ પુષ્પો લેવાનો તેની સાથે ઠરાવ કર્યો. પછી શેઠ દરરોજ સવારમાં વેહેલા ઉઠી પડે વાડીમાં જઇ, પુષ્પો લાવી, પોતાના ઘરમાં રહેલી જિનેશ્વર પ્રભુની પ્રતિમાનું પૂજન કરી, નગરમાં રહેલા જૈન પ્રાસાદોમાં પૂજા કરવા વાસ્તે જવા લાગ્યા. ત્યાં જઈ નિસહીપૂર્વક દશત્રિક કરી, અતિભક્તિથી ચૈત્યવંદન કરે. પછી ત્યાંથી સાધુઓને વાંદી, પોતાની શક્તિ પ્રમાણે વ્રતપચખ્ખાણ કરી, ઘેર આવે. એવી રીતે તેને ધર્મક્રિયા કરતા જોઈ, શાસન દેવતા તેનાપર તુષ્ટમાન થઇ. પછી એક દહાડો શાસન દેવતાએ પ્રગટ થઈ, તેને પુત્રનું વરદાન આપ્યું. તે વરદાનથી શેઠ ઘણા હર્ષવંત થયા. હવે પુણ્યના પ્રભાવથી જે રાત્રિએ સત્યભામાને ગર્ભ રહ્યો, તે રાત્રિએ, તેણિએ, અષ્ટમંગળ સહિત એક સોનાનો કળશ સ્વપ્નામાં જોયો.

પછી તે જાગીને અતિ હર્ષ પામવા લાગી. પછી અનુક્રમે સમય સંપૂર્ણ થવાથી, શુભ વખતે તેણિને પુત્ર થયો. ત્યારે પિતાએ મોટો ઓછ્વ કરાવ્યો; તથા ગરીબ લોકોને રત્ન આદિક અગણિત દાન આપ્યું. પછી સઘળા સ્વજન સંબંધિની સમક્ષ, સ્વપ્નને અનુસારે તેનું મંગળકળશ નામ પાડ્યું. પછી તે

અનુક્રમે વૃદ્ધિ પામવા લાગ્યો, તથા વિદ્યાભ્યાસ કરી, હુશિયાર થઇ, આઠ વર્ષનો થયો. એક દહાડો તે પોતાના પિતાને કહેવા લાગ્યો, કે, હે તાત, તમે સવારમાં વેહેલા ઉઠી હમેશાં ક્યાં જાઓ છો? ત્યારે શેઠે કહ્યું, કે, હે વત્સ, હું હમેશાં દેવપૂજા અર્થે વાડીમાં પુષ્પો લેવા જઉં છું. ત્યારે પુત્ર કહેવા લાગ્યો કે, હું પણ તમારી સાથે આવીશ. ત્યારે પિતાએ ના પાડી, તોપણ, હઠ લઇ, તે દિવસે તો તેની સાથે વાડીમાં ગયો. ત્યાં માળીએ તેને શેઠનો પુત્ર જાણી, ખુશી કરવા વાસ્તે, નારંગી, જંબીર, દાડમ, આદિક સ્વાદિષ્ટ ફળો આપ્યાં. પછી શેઠ પુષ્પો લઈ, પુત્રને સાથે લઇ, પોતાને ઘેર આવ્યા. તે દિવસે શેઠે પુત્રની સાથે સ્નાન, પૂજા, ભોજન આદિક કર્યું. પછી બીજે દિવસે મંગલકળશ, ઘણો આગ્રહ કરી એકલો પુષ્પો લેવા વાડીમાં ગયો. ત્યાંથી મનોહર પુષ્પો લઈ, ઘેર આવ્યો. પછી તેણે પોતાના પિતાને કહ્યું કે, હવેથી દરરોજ પુષ્પો લેવા હુંજ જઇશ, અને તમારે તો અહીં ઘેર રહી માત્ર ધર્મધ્યાન કરવું. પછી ઘણે આગ્રહે શેઠે તેનું વચન માન્ય કર્યું. પછી મંગળકળશ હમેશાં બાગમાંથી પુષ્પો લાવે છે, અને શેઠ સુખસમાધિથી દેવપૂજા કરે છે.

હવે આજ ભરતક્ષેત્રમાં એક ચંપા નામની નગરી છે, ત્યાં સુરસુંદર નામે રાજા છે, તેને ગુણાવલી નામે રાણી છે. એક દહાડો તેણિએ સ્વપ્નમાં પોતાના ખોળામાં કલ્પવેલી દીઠી. પછી જાગીને પોતાના ભરતારને તે સ્વપ્નની વાત તેણે કહી. ત્યારે રાજાએ પોતાની બુદ્ધિથી વિચારી કહ્યું, કે, આ સ્વપ્નના પ્રભાવથી સર્વ શુભલક્ષણવાળી પુત્રી તને થશે. એ સાંભળી તે ઘણોજ હર્ષ પામી. સમય સંપૂર્ણ થયે રાણીને પુત્રી થઇ. રાજાએ તેનું ત્રૈલોક્યસુંદરી નામ આપ્યું. અનુક્રમે તરૂણાવસ્થાને પ્રાપ્ત થઇ. અને તેથી અતિ સુંદર દેખાવા લાગી. તે પુત્રીને જોઇ એક દહાડો રાજા તેના ભરતાર વાસ્તે ચિંતા કરવા લાગ્યો. અને પછી તે વાત રાજાએ રાણીને કહી. ત્યારે રાણીએ કહ્યું કે, હે સ્વામિ, આ પુત્રી આપણને પ્રાણથી પણ અતિ વહાલી છે, માટે એનો વિરહ આપણાથી સહન થઇ શકે તેમ નથી. માટે એનો વિવાહ કોઈ બીજે ગામ કરવો નહીં; પણ અહીંજ આપણા મંત્રિ સુબુદ્ધિના પુત્ર સાથેજ પરણાવવી. એવું રાણીનું વચન સાંભળી રાજા ચિંતવવા લાગ્યો, કે, ખરેખર વિવાહ આદિક કાર્યોમાં સ્ત્રીઓનેજ વધુ ખબર પડે છે. એમ વિચારિ રાજાએ સુબુધિ મંત્રિને

બોલાવ્યો, અને ઘણા માનપૂર્વક તેને કહ્યું કે, હે મંત્રિ, મેં મારી પુત્રી તારા પુત્રને આપી, માટે હવે વિવાહની તૈયારિ કર, એ વચન સાંભળી મંત્રિ કહેવા લાગ્યો, કે, હે સ્વામિ, આ અયુક્ત વાત કેમ બોલો છો? તમારે તમારી પુત્રી તો કોઈ રાજકુમારને પરણાવવી જોઇએ. કારણકે નિતિમાં પણ કહ્યું છે કે.

**ययोरेवसमं वित्तं । ययोरेवसमंकुलम् ॥**
**तयोर्मैत्रीविवाहश्च।नतुपुष्टविपुष्टयोः॥१॥**

અર્થ—પોતાની સમાન ધનવાળા સાથે, તથા પોતાની સમાન કુળવાળા સાથેજ મિત્રાઇ, તથા વિવાહ કરવો, પણ નબળા સબળાએ અન્યોન્ય વિવાહ ન કરવો.

એવી રિતનું મંત્રિનું વચન સાંભળી, ફરિને રાજા કહેવા લાગ્યો કે, હે મંત્રિ આ બાબતમાં જરાપણ તારે આનાકાની નહીં કરવી તે કાર્ય એમજ થવાનું છે, એમાં તારે જરાપણ સંશય કરવો નહીં. રાજાનુ એ વચન સાંભળી સભામાં બેઠેલા લોકોએ પણ કહ્યું કે, હે મંત્રિ, રાજા ખુશી થઈને તારા પુત્રને પોતાની કુંવરી આપે છે, માટે તે તારે માનવુંજ જોઇએ, ત્યારે મંત્રિએ રાજાનું વચન માન્યું. પછી મંત્રિ પોતાને ઘેર જઇ, ચિંતાતુર થઇ

ચિંતવવા લાગ્યો કે, અરે દૈવ! હું તો મોટા કષ્ટમાં આવી પડ્યો, "આ બાજુએ વાઘ છે, અને પેલી બાજુએ નદી છે." કારણ કે આ રાજાની પુત્રી, રૂપે દેવાંગના સરખી છે, અને આ મારો પુત્ર તો કુષ્ટિ છે, માટે જાણી જોઈ હું તે બન્નેનો વિવાહ કેમ કરૂં? એમ ચિંતામાં ને ચિંતામાં ભોજન આદિક કરવું વિસરી ગયો. પછી અંતે તેણે એવો વિચાર કર્યો કે, હું મારી કુળદેવીની આરાધના કરૂં, તેના પ્રસાદથી સઘળું ઈચ્છિત કામ થશે. એમ વિચારી મંત્રિએ વિધિપૂર્વક કુળદેવીની આરાધના કરવા માંડી; ત્યારે તે કુળદેવતા પ્રત્યક્ષ થઈ તેને કહેવા લાગી કે, હે મંત્રિ, તેં મારૂં કેમ ધ્યાન ધર્યું? ત્યારે મંત્રિએ કહ્યું કે, તમેં તમારી મેળેજ સઘળું જાણો છો; તોપણ હું તમને કહુ છું તે સાંભળો. મારો પુત્ર દુષ્ટ કોઢના રોગથી દુઃખી થયેલો છે, માટે જેમ તે નિરોગી થાય તે ઉપાય કરો? ત્યારે દેવી બોલી કે, તેના આગલા ભવના કર્મથી આ વ્યાધિ તેને થઈ છે, માટે તે વ્યાધિ મારાથી પણ દૂર થઈ શકે તેમ નથી. માટે આ તારી પ્રાર્થના વૃથા છે. એમ કહેવાથી વળિ મંત્રિ બોલ્યો કે, જો એમ હોય તો, કોઈ બીજો નિરોગી પુરૂષ મને લાવી સોંપો, કે તેથી કરી રાજાની પુત્રી તેને પરણાવી, પછી મારા પુત્ર-

ને સોંપું. મંત્રિનું એ વચન સાંભળી દેવી બોલી કે હે મંત્રિ, આ નગરની બહાર અશ્વપાલોની પાસે એક કોઇ બાળકને લાવી મૂકીશ, અને તે ત્યાં આવી ટાઢને લીધે તેમની પાસે અગ્નિ તાપવા બેસશે, એને તારે લેવો, અને પછી જે તને ઉચિત લાગે તે તારે કરવું; એમ કહી દેવી અંતર્ધ્યાંન થઇ દેવીનું તે વચન સાંભળી મંત્રિ ઘણું હર્ષ પામ્યો, અને વિવાહની તૈયારી કરવા લાગ્યો. પછી મંત્રિએ અશ્વપાલોને પ્રચ્છન્નરીતે બોલાવી સઘળો વૃતાંત કહ્યો. અને પછી તેઓને આદરમાન પૂર્વક કહ્યું જે, જે કોઈ બાળક ગમે ત્યાંથી તમારી પાસે આવે તે બાળકને તમારે જલદી લાવી મને સોંપવો. એમ કહેવાથી તે અશ્વપાલોએ અંગીકાર કર્યું. હવે તે કુલદેવીએ જ્ઞાનથી જાણ્યું કે આ રાજકુમારીનો ભરતાર તેજ શેઠનો પુત્ર (મંગળકલશ) થશે, એમ જાણી તે ઉજ્જયની નગરીમાં ગઇ. ત્યાં જે વખતે તે મંગળકળશ હમેશની માફક બગીચામાંથી પુષ્પો લઈ આવતો હતો, તે વખતે તે દેવીએ આકાશમાં અદૃશ્ય રહી કહ્યું કે, "જે આ બાળક પુષ્પો લઇ ઘેર જાય છે, તે બાળક કોઈ રાજકન્યાને ભાડે પરણશે" એ સાંભળી તે બાળક તો વિસ્મય પામ્યો. તથા આ શું! એમ ચિંતવી વિચારવા લાગ્યો કે, આ

વાત ઘેર જઇ જલદી મારા તાતને કહીશ. પણ જેટલા માં ઘેર ગયો કે તેટલામાં તે વાત ભૂલી ગયો. પાછું બીજે દહાડે પણ તેજ વાકય સાંભળ્યું, ત્યારે ચિંતવવા લાગ્યો કે, અહો! જે વાણી મેં કાલે સાંભળી હતી, તેજ વાણી પાછી આજે પણ સંભળાણી. કાલતો તે વાણી પિતાને કહેવી વિસરી ગયો, પણ આજ તો જરૂર જઈને તુરતજ કહીશ. એમ ચિંતવી જેટલામાં તે આગળ ચાલવા જાય છે, તેટલામાં બહુજ જોરથી પવન વાવા લાગ્યો, અને મંગળકળશને ત્યાંથી ઉડાડી આકાશ માર્ગે લઇ જઇ, ચંપાનગરીની પાસે રહેલા વનમાં મૂકયો. ત્યાં તે થાક લાગવાથી તથા પાણીની તૃષાથી ભયભ્રાંત થઈ આસપસ જોવા લાગ્યો. ત્યારે તેણે એક સ્વચ્છ તળાવ દીઠું. તે તળાવને જોઇ તેમાં પાણી પીવા ગયો, અને તેમાંથી વસ્ત્રવડે ગળી નિર્મળ પાણી પીધું, તેથી જરા શાંત થયો. પછી ત્યાં ઉગેલા ખડને ગંઠીને એક દોરડું તેણે બનાવ્યું. અને તે દોરડાને આધારે તળાવની પાળઉપર ઉગેલાં એક વડના ઝાડ ઉપર ચડયો. એટલામાં સૂર્ય અસ્ત થયો. પછી તે મંગળકળશ વડઉપર ચડી દિશાઓમાં જોવા લાગ્યો. તેટલામાં તેણે ઉત્તર દિશામાં એક બળતો અગ્નિનો ભડકો જોયો. તે જોઇ વડથી નીચે

ઉતરી, ટાઢની પીડાથી, બળતિ અગ્નિને અનુસારે ચંપાનગરીના બહારના પ્રદેશમાં ગયો. ત્યાં જઇ અશ્વપાલોની સાથે અગ્નિ તાપવા લાગ્યો. ત્યારે તે અશ્વપાલો માંહેમાંહે વાતો કરવા લાગ્યા કે, આ બિચારો બાળક અહીં કયાંથી આવી ચડયો; એમ તે અશ્વપાલો માંહોમાંહે વાતો કરે છે, એટલામાં તે વાત, જે અશ્વપાલને મંત્રિએ કહ્યું હતું, તેણે સાંભળી. ત્યારે તેણે મંત્રિએ કહેલો સંકેત યાદ લાવી, તે બાળકને પોતાની પાસે લાવી, તેને દિલાસો આપ્યો. પછી સવારે તે અશ્વપાલે જલદિ તેને મંત્રિ પાસે તેડી જઇ સોંપી દીધો. ત્યારે મંત્રિએ હર્ષ પામી, મંગળકળશને સિંહાસનપર બેસાડયો. અને સ્નાન કરાવી ભોજન કરાવ્યું. ત્યારે મંગળકળશ ચિંતવવા લાગ્યો કે, આ મારો આટલો બધો આદરસત્કાર કેમ કરે છે? તથા મને આમ સંતાડીને કેમ રાખ્યો હશે? એમ વિચારિ તેણે મંત્રિને પૂછયું કે, તમેં આ મારો પરદેશીનો આટલો બધો સત્કાર કેમ કરો છો? તથા આ નગરીનું નામ શું? અને અહીંઆં રાજા કોણ છે? એ સઘળું મને સાચે સાચું કહી બતાવો. એમ સાંભળી મંત્રિએ કહ્યું કે, આ ચંપા નામની નગરી છે, તથા આ અંગ નામનો દેશ છે, અહીં સુરસુંદર નામે રાજા છે, તે-

નો હું સુબુદ્ધિ નામનો મંત્રિ છું; અને અહીં હું તને એક મોટા કારણથી લાવ્યો છું. ત્યારે મંગળકળશે પૂછ્યું કે, કયા કારણથી મને અહીં લાવ્યા છો? ત્યારે મંત્રિએ કહ્યું કે, તું સાંભળ. અહીંના રાજા સુરસુંદરે પોતાની કુંવરી ત્રૈલોક્યસુંદરીને મારા પુત્રવેરે આપી છે. પણ તે મારો પુત્ર કુષ્ટિ છે, માટે હે ભદ્ર, તારે તે કન્યા પરણી મારા પુત્રને દેવી, એટલા વાસ્તે અહીં તને લાવ્યો છું. ત્યારે મંગળકળશ બોલ્યો કે, હે મંત્રિ, આ આવું અનિષ્ટ કામ તમે શામાટે કરો છો? તે દેવાંગના સરખી રાજકુમારી ક્યાં? અને તમારો કુષ્ટિ પુત્ર ક્યાં? હું એવું નીચ કાર્ય નહીં કરૂં. કારણકે "એક મુંગા માણસને માંચામાં બેસાડી, કુવામાં ઉતારી, પછી દોરી કોણ કાપે?" ત્યારે મંત્રિએ કહ્યું કે, જો તું તે કામ કરવાની ના પાડીશ, તો હું તને મારે હાથેથી મારી નાખીશ, એમ કહી સુબુદ્ધિ મંત્રિએ તલવાર કહાડી તેને મારવાનો વિચાર કર્યો. ત્યારે બીજા પાસે ઉભેલા માણસોએ તેમે મારતાં અટકાવ્યો; અને મંગળકળશને જરા છેટે લઈ જઇ કહ્યું કે, હે ભદ્ર, તું મંત્રિનું વચન માની લે? આ વખતે તારે સમય ઓળખવો જોઇએ. ત્યારે મંગળકળશ વિચારવા લાગ્યો કે, ખરેખર એમજ થવું લાગે છે; કારણકે,

જો એમ ન હોય, તો આ મારૂં ઉજ્જયનીથી અહીં આવવું કેમ થાય? અને વળિ આગળ આકાશવાણી પણ એમજ થઈ હતી. માટે હું તે વાતને અંગીકાર કરી લઉં, જે થવાનું હશે તે થશેજ, એમાં કંઇ સંદેહ નથી. વળિ નિતિમાં પણ કહ્યું છે કે,

ललाटपट्टे लिखिता विरिञ्चिना।
वर्णावली या किल तां प्रमार्ष्टुम् ॥
न कोऽपिशक्तोऽत्र यथाजलाशया।
न चातकतृट्शमना भवन्ति ॥ १ ॥

અર્થ. જેમ ચાતક પક્ષિની તૃષા છીપાવવાને જલાશયો સક્તિવાન નથી, તેમ વિધાત્રાએ લલાટપર જે લેખ લખ્યા છે, તેને અન્યથા કરવાને ખરેખર કોઇ શક્તિવાન નથી. ॥ ૧ ॥

એમ વિચારિ તેણે તે માણસોને કહ્યું કે, જો તે મંત્રિ મારૂં પણ એક કામ કરે, તો હું પણ એનું કામ કરી દઉં. એ વાત માણસોએ મંત્રિને જઇ કહી, તેથી તે ખુશી થઇ મંગળકળશને કહેવા લાગ્યો કે, બોલ, તારૂં જે કામ હોય તે હું કરી આપું ત્યારે મંગળકળશે કહ્યું કે, રાજા, વિવાહમાં જે જે વસ્તુ મને આપે તે સઘળી મારી, અને તે તમારે ઉજ્જયનીને માર્ગે ગોઠવી મુકવી. મંત્રિએ તે વાત

ખુશીથી કબુલ કરી, પછી એમ કરતાં કરતાં લગ્નનો દિવસ આવ્યો. ત્યારે મંત્રિ મંગળકળશને વઆભૂષણો પહેરાવી, અંબાડીપર બેસાડી વાજતે ગાજતે રાજદરબારમાં તેડી ગયો. તેને જોઈ રાજા અતિ હર્ષ પામવા લાગ્યો. ત્રૈલોકયસુંદરી પણ તે કામદેવ સરખા વરને જોઇ પોતાને કૃતાર્થ માનવા લાગી. પછી લગ્ન વખતે બ્રાહ્મણે **पुण्याहं पुण्याहं** બોલી અગ્નિપ્રતે મંગળ ફેરવવા માંડયા, ત્યારે પહેલે મંગળે રાજાએ વરને ઘણા દિવ્ય વસ્ત્રો આપ્યાં. બીજે મંગળે આભૂષણો આપ્યાં ત્રીજે મંગળે મણિ, રત્ન આદિક જવાહોર આપ્યું, તથા ચોથે મંગળે રથ, દાસ, દાસી આદિક આપ્યું. એવી રીતે તે સ્ત્રીભરતારનો અતિ આનંદ પૂર્વક વિવાહોત્સવ થયો. પછી વિવાહોત્સવ થઇ રહ્યો, તોપણ જમાઇ કન્યાનો હાથ છોડેનહીં; ત્યારે રાજાએ કહ્યું કે; હે વત્સ, હજુ તારે શું જોઇએ છીએ? ત્યારે મંગળકળશે રાજા પાસે પાંચ ઉત્તમ ઘોડા માગ્યા. ત્યારે રાજાએ હર્ષપૂર્વક તેજ વખતે તે ઘોડા મંગાવી આપ્યા. પછી વાજાં વાગતે, ધવળ મંગળ ગવાતે મોટા ઉત્સવ પૂર્વક તે દંપતી મંત્રિને ઘેર આવ્યા. ત્યાં તે બન્ને મેહેલમાં ગયા. ત્યારે મંત્રિના ઘરના માણસો માંહોમાંહે છાની વાતો કરે છે કે, આ

હવે જલદિ માથેથી ઉતરી જાય તો ઠીક. હવે ત્યાં મેહેલમાં મંગળકળશનું ચિત્ત ચપળ થવા લાગ્યું. તે જોઇ ત્રૈલોકયસુંદરીને ભરમ પડવાથી, પોતાના પતિ પાસેજ જઈ બેશી રહી, પછી થોડી વારે મંગળકળશ દેહચિંતા અર્થે ત્યાંથી ઉઠયો, ત્યારે તે રાજકુમારી પણ તેની પાછળ જળનું પાત્ર લઇ, ગઇ. પછી તે પવીત્ર થઈ પાછો મેહેલમાં આવ્યો. પણ પાછો ચિંતાતુર થઇ બેઠો, ત્યારે ત્રૈલોકયસુંદરીએ તેને શુન્ય ચિત્તવાળો જોઇ, કહ્યું કે, હે પ્રાણનાથ, આપને ક્ષુધા લાગી છે? ત્યારે મંગળકળશે હા પાડવાથી, કુંવરીએ દાસીને કહી પોતાના પિતાને ઘેરથી લાવેલા લાડુ આપ્યા. પછી પાણી પીતાં તેણે કહ્યું કે, જો આ ઉત્તમ લાડુઉપર ઉજ્જયની નગરીનું પાણી હોય, તો મનને સંતોષ થાય. એ વચન સાંભળી આકુળ ચિત્તવાળી થઈ, ત્રૈલોકયસુંદરી વિચારવા લાગી કે, આ આવું સંબંધ વિનાનું વાક્ય કેમ બોલે છે? કારણ કે એમણે ઉજજયનીનું પાણી દીઠું પણ ક્યાંથી હોય. અથવા ત્યાં એમનું મોશાળ હશે, અને કોઇ વખતે તેમની માસાથે ત્યાં ગયા હશે, તેથી તેમને ઉજ્જયનીનું પાણી સાંભળતું હશે એમ વિચારિ તે બાબત કંઈ વધુ પૂછપરછ તેણીએ કરી

નહીં. પછી તેણિએ મુખ સાફ કરવા વાસ્તે ભરથારને પંચસુગંધિવાળું પાનનું બીડું આપ્યું. એટલામાં નીચેથી મંત્રિએ એક માણસ મોકલી કુંવરને જવાની ચેતવણી આપી. ત્યારે મંગળકળશે ત્રૈલોક્યસુંદરીને કહ્યું કે, હે પ્રિયે, વળિ પણ મને દેહચિંતાની બાધા થઈ છે. માટે તારે જરા રહો, પછી જળનું પાત્ર લઇ આવવું. એમ કહી તે ત્યાંથી નીચે ગયો. અને મંત્રિને પૂછ્યું કે, રાજાએ દિધેલી સઘળી મારી ઘોડા સહિત વસ્તુઓ કયાં છે? તેણે કહ્યું કે, તે સઘળું ઉજ્જયનાને માર્ગે તૈયાર કરી રાખેલું છે. પછી મંગળકળશે ત્યાં જઇ સઘળી સારસાર વસ્તુઓ એક રથમાં ભરી. તે રથને ચાર ઘોડા જોડ્યા, તથા એક ઘોડો પાછળ બાંધ્યો. અને બાકીની સઘળી વસ્તુઓ ત્યાં રહેવા દીધી. પછી તેણે મંત્રિના ચાકરો પાસેથી ઉજ્જયનીને રસ્તે આવતાં સઘળાં ગામોના નામ પૂછી લીધાં. પછી મંગળકળશ રથપર બેશી થોડાજ દિવસમાં પોતાને ગામ આવીં પહોંચ્યો. હવે ત્યાં તે મંગળકળશને તેના માબાપે ઘણો શોધ્યો પણ મળ્યો નહીં ત્યારે અતિ વિલાપ કરી બેશી રહ્યા. ઘણા દિવસ જવાથી વાત પણ વિસારે પડી ગઈ. હવે એક દહાડો તે મંગળ-

કળશની માતાએ તેને રથમાં બેશી ઘર તરફ આ-
વતો જોઇ, તેને ન ઓળખી, સંભ્રમ થઈ કહેવા
લાગી કે, હે રાજકુમાર, તું આ ઘર વચ્ચે થઈ રથ
કયાં હાંકી જઈશ? જુનો માર્ગ છાડી આ નવો મા-
ર્ગ કેમ કરે છે? એમ કહેવાથી પણ જ્યારે તે ઉભો
ન રહ્યો, ત્યારે તેણિએ શેઠને બોલાવી, વ્યાકુળ થઈ
તે વાત કહી. ત્યારે શેઠ પણ જેટલામાં તેને અટકા-
વા વાસ્તે ઘરની બહાર આવે છે, તેટલામાં મંગળ-
કળશ રથથકી ઉતરી પિતાને ચરણે નમ્યો. ત્યારે
તેઓએ તેને ઓળખ્યો, અને ઘણા હર્ષપૂર્વક માબાપે
તેને આલિંગન કર્યું. હર્ષના આંસુ પડયાં. પછી
માબાપે સઘળી ક્ષેમકુશળની વાત પૂછી, કહ્યું કે,
આટલી બધિ આ રિદ્ધિ તને કયાંથી મળી? ત્યારે
મંગળકળશે સઘળી વાત પોતાના માબાપ પાસે
કહી બતાવી. તે સાંભળી માબાપ હર્ષથી રોમાંચિ-
ત થઈ ચિંતવવા લાગ્યા કે, અહો! પુત્રનું કેવું
મહાભાગ્ય છે! પછી શેઠે પોતાના ઘરની આસપાસ
કિલ્લો બંધાવ્યો. તથા તેમાં ગુપ્ત સ્થાનકે તે પાંચે
ઘોડાઓ રાખ્યા. શેઠે ઘણા ઘણા મોટા ઉત્સવ ક-
રાવી જૈનશાસનની ઉન્નતી કરી. એક દહાડે મંગળ-
કળશે પોતાના પિતાને કહ્યું કે, હે તાત, હજી
મારે, કળા આદિક વિદ્યાભ્યાસ કરવો છે. કારણકે

નિતિમાં પણ કહ્યું છે, કે,

न चोरहार्यं नचराजहार्यं ।

न भ्रातृभाज्यं नच भारकारि ॥

व्यये कृते वर्धतएवनित्यं ।

विद्याधनं सर्वधनप्रधानम् ॥ १ ॥

અર્થ. જે ચોરોથી ચોરાતું નથી, રાજાથી છીનવી લેવાતું નથી, ભાઈ જેનો ભાગ પડાવી શકતો નથી, તેમ જે કંઈ ભારપણ કરતું નથી, અને વળિ જે, જેમ જેમ વપરાય, તેમ તેમ વૃદ્ધિ પામે, એવું જે વિદ્યારૂપી ધન, તે સર્વે ધનોમાં મુખ્ય ધન છે. ॥૧॥

વળિ પણ. आहारनिद्राभयमैथुनानि ।

समानि चैतानि नृणां पशूनाम् ॥

ज्ञानं नराणामधिको विशेषो ।

ज्ञानेन हीनाः पशुभिःसमानाः ॥२॥

અર્થઃ આહાર, નિદ્રા, ભય, અને મૈથુન, એ સઘળાં માણસ અને પશુ સર્વમાં સ્વાભાવિક રીતે સમાન છે, પણ મનુષ્યમાં માત્ર જ્ઞાન શ્રેષ્ટ છે, માટે જ્ઞાન વિનાના માણસોને તો પશુ સમાનજ જાણવા. ॥ ૨ ॥

પુત્રના એ વચનો સાંભળી શેઠે તેને વિદ્યાનો

અભ્યાસ કરવા વાસ્તે આચાર્યપાસે મોકલ્યો, ત્યાં તે વિદ્યાભ્યાસ કરે છે.

હવે તે મંત્રિએ પોતાના પુત્રને મંગળકળશનો વેશ પહેરાવી, વાસ ભુવનમાં ત્રૈલોકયસુંદરી પાસે મોકલ્યો. તેને શય્યાપર ચડતો જોઈ, કુંવરી વિચારવા લાગી કે, આ કુષ્ટિ કોણ મારી પાસે આવ્યો છે? પછી જેટલામાં તે કુષ્ટી તેણીને સ્પર્શ કરવા જાય છે, તેટલામાં ત્રૈલોકયસુંદરી જલદિ એકદમ શય્યા ઉપરથી ઉતરી, મેહેલની બહાર જ્યાં, દાસીઓ સૂતી હતી, ત્યાં ગઇ, એટલે દાસીઓએ કહ્યું કે, હે સ્વામિનિ, તું આમ સંભ્રમ કેમ થએલી છે? ત્યારે ત્રૈલોકયસુંદરી બોલી કે, મારો દેવતા સરખા સ્વરૂપવાળો પતિ કહાં ગયો છે? ત્યારે તેઓ બોલી કે, આ હમણાંજ તારો પતિ મેહેલમાં ગયો તે શું? ત્યારે તે બોલી કે, મારો પતિ આવેલ નથી, પણ એતો કોઇ કોઢીજ આવેલો છે. પછી ત્રૈલોકયસુંદરીએ તે રાત્રિ તો ત્યાં દાસી વર્ગમાંજ રહી નિર્ગમન કરી. સવારે ઉઠી પોતાના માબાપને ઘેર ગઈ. તે વખતે દુષ્ટ બુદ્ધિવાળો સુબુધિ મંત્રી પણ રાજાપાસે સભામાં ગયો. ત્યાં જઈ ચિંતાતુર થઈ બેઠો. ત્યારે રાજાએ પૂછયુ કે, હે મંત્રિ, આ હર્ષને વખતે તું શોકાતુર થઇ કેમ બેઠો છે? ત્યારે મંત્રિએ કહ્યું કે, હે

રાજન્, મારા કર્મના૦ દોષથી મને તો વિપરીતજ થયું. ત્યારે રાજાએ પણ સંભ્રમ થઈ પુછ્યું કે, શું તને વિપરીત થયું? ત્યારે મંત્રિ કહેવા લાગ્યો કે,

**चिन्तयत्यन्यथा जीवो । हर्षपूरितमानसः॥**
**विधिस्त्वेष महावैरी । कुरुते कार्यमन्यथा॥१॥**

અર્થઃ માણસ હર્ષયુક્ત થઈ, કંઈ ચિંતવે છે, અને આ મહા દુશ્મન વિધાત્રા, તેનું કઈનું કંઈ બનાવી મૂકે છે. ॥ ૧ ॥

રાજાએ ફરીને દુઃખનું કારણ પુછ્યું, ત્યારે મંત્રિ મોટો નિશાસો મુકી કહેવા, લાગ્યો કે મારો તો દૈવે ડાટ વાળ્યો. જે મારો પુત્ર હતો ને આપે નજરે જોયો હતો; અને તેજ મારો પુત્ર તમારા પુત્રીના સંગથી હવે કુષ્ટિ થયો છે. માટે હવે શું કરૂં? અને કોની આગળ પોકાર કરૂં? ત્યારે રાજા પણ દુઃખી થઇ ચિંતવવા લાગ્યો કે, ખરેખર તે મારી પુત્રી કુલક્ષણીજ છે, તેનાજ શરીરના સ્પર્શથી આમંત્રિનો પુત્ર કુષ્ટિ થયો છે. પણ આ જગતમાં સઘળા માણસો પોતપોતાના કર્મને વશ રહેલા છે; વચ્ચે બીજાતો માત્ર નિમિત્ત રૂપેજ થાય છે. એમ વિચારિ રાજા મંત્રિને કહેવા લાગ્યો કે, હે મંત્રિ, મેંજ મારેહાથે તને દુઃખમાં પાડયો,

જો મેં મારી પુત્રી તારા પુત્રવેરે નહીં પરણાવી હોત, તો, તારો પુત્ર કુષ્ટિ કહાંથી થાત? એમ કહ્યાથી મંત્રિ કહેવા લાગ્યો, કે, હે સ્વામિ, આપ તો મારૂં હીત કરવા ગયા હતા, એમાં તમારો શું દોષ? મારાજ કર્મનો દોષ છે. પછી મંત્રિ ત્યાંથી ઉઠી પોતાને ઘેર ગયો. હવે આ બાબત બનવાથી ત્રૈલોક્ય સુંદરી પણ રાજાને અને પરિવારને અપ્રિય થઈ પડી. કોઈ તેને બોલાવતું પણ નથી, તેમ કોઈ તેની સામું પણ જોતું નથી. ત્યાં તે પોતાની માતાના મેહેલની પાછળ એક ગુપ્ત ઘરમાં રહેવા લાગી. અને ત્યાં બેઠી બેઠી ચિંતવવા લાગી કે, અરે દૈવ! મેં પૂર્વ ભવમાં શું પાપ કર્યું હશે? કે જેથી મારો પરણેલો પતિ મને છોડી ચાલ્યો ગયો. વળિ તે ઉપરાંત લોકમાં મારાપર મોટું કલંક આવ્યું. અરે દૈવ! હવે હું શું કરૂં? કયાં જાઉં? કોને કહું? ખરે, આ વખતે હું અગાધ શોક સાગરમાં ડુબી ગઈ છું. અરે પ્રાણવલ્લભ! આપ આ નિરપરાધિ, તથા નિ-નિરાધાર અબળાનો ત્યાગ કરી, એકાએક ચાલ્યા ગયા, ત્યારે આપના અંતઃકરણમાં એટલો વિચાર પણ નહીં આવ્યો, કે તે બિચારિ અનાથ અબળાનું કોણ શરણ થશે? (વળિ પોતાના મનમાં વિચારે છે,) કે, અરે જીવા તું એને શામાટે ઉલંભો દેછે?

તારા પૂર્વ જન્મમાં દુષ્ટ કર્મો બાંધતાં તેં જરા પણ વિચાર કર્યો નહી, તેથી તારે તેનાં ફળો ભોગવવાં પડે છે, અને તે ફળો ભોગવવાને વખતે તેમાં કોઇ પણ તારો ભાગીદાર થશે નહીં. કારણ કે, કહ્યું છે કે,

**दैवेऽभिमुखतांयाते।नकोप्यस्तिसहायवान्।**

**पितामातातथाभार्या।भ्रातावाथसहोदरः ॥**

અર્થઃ જ્યારે નશીબ અવળાં હોય છે ત્યારે, પિતા, માતા, સ્ત્રી, તથા સગો ભાઇ, એમાંનું કોઇ પણ સહાય કરતું નથી. ॥ ૧ ॥

એવી રીતે પોતાના ખેદનું નિર્ગમન કરી બેઠી છે, એટલામાં તેના ચિત્તમાં એકાએક વિચાર આવી ચડચો કે, ખરેખર તે મારો પરણેલો પતિ ઉજ્જયની નગરીમાં ગયો હશે. કારણકે તે વખતે મોદકનો આહાર કરતાં તેણે કહ્યું હતું કે, આ વખતે જો ઉજ્જયની નગરીનું પાણી હોય તો, ઉત્તમ સ્વાદ પડે. માટે જો કોઇપણ ઉપાયથી ત્યાં જવાય, તો હું સુખી થઉં. કારણકે ઉદ્યમ કર્યાથી કાર્યની સિદ્ધિ થાય છે. કહ્યું છે કે,

**उद्यमेनहिसिद्ध्यन्ति।कार्याणिनमनोरथैः।।**

**नहिसिंहस्यसुप्तस्य।प्रविशन्तिमुखेगजाः ॥**

અર્થઃ ઉદ્યમથી કાર્યની સિદ્ધિ થાય છે, પણ મનોરથ કરી આળસ્યમાં બેશી રહેવાથી કાર્યો સિદ્ધ થતાં નથી; જુઓ કે, સુતેલા સિંહના મુખમાં હાથીઓ તેની મેળે જઈ પ્રવેશ કરતા નથી. ॥ ૧ ॥

એમ વિચારિ ત્રૈલોક્યસુંદરાએ પોતાની માને કહ્યું કે, હે માતાજી, તમે કોઈ પણ ઉપાયથી એવું મને કરાવી આપો, કે જેથી, મારા પિતા એક મારૂં માત્ર વચનજ સાંભળે. પુત્રીના આ વચનપર તેની માતાએ કંઈપણ ધ્યાન ન આપ્યું. તેથી બીજે દહાડે, તેણીએ એક સિંદુ નામના સામંતને બોલાવી સઘળી વાત વિનય પૂર્વક તેને કહી, ત્યારે સામંતે તે સઘળી વાત પેહેલેથી બરોબર ધ્યાનમાં લઈ કહ્યું કે, હે વત્સે, તું ધીરજ રાખ, પ્રસ્તાવ ઉપર હું રાજાને કહી તારૂં કામ સિદ્ધ કરી દઈશ. સામંતનું એ વચન સાંભળી તેણીને ઘણો હર્ષ થયો. હવે તે સામંતે પણ એક દહાડો પ્રસ્તાવ આવ્યાથી રાજાને કહ્યું કે, હે સ્વામિ તમારી પુત્રી મહા દુઃખમાં પડી છે, એને સન્માન આદિક આપવું તો દૂર રહ્યું, પણ આપે એનું વચન સાંભળવાને કૃપા કરવી જોઇએ. ત્યારે રાજા પણ આંખોમાં આંસુ લાવી કહેવા લાગ્યો કે, હે સામંત, આ મારી પુત્રીએ પૂર્વ ભવમાં કોઇને જુઠું કલંક દિધેલું લાગે છે, અને તેથી

આ ભવે તેને પણ કલંક લાગ્યું છે, અને તેથી ફરી તે અમને પણ અપ્રિય થઇ પડીછે. તો પણ તેને જો કંઇ કહેવાનું હોય, તો ભલે મને સુખેથી કહે. રાજાએ એમ કહેવાથી ત્રૈલોકયસુંદરીને બોલાવી સામંતે કહ્યું કે, હે વત્સે તારે જે કંઈ કહેવાનું હોય તે આ તારા પિતાજીને તું સુખેથી કહે. ત્યારે ત્રૈલોકયસુંદરી રાજા પાસે આવી કહેવા લાગી કે, હે તાત, મને કુંમારનો વેષ દીઓ. એમ સાંભળી રાજા સામંતને કહેવા લાગ્યો કે, આ આવું સંબંધ વિનાનું વચન કેમ બોલે છે? ત્યારે સામંતે કહ્યું કે, હે રાજા, તે યુકત વચન કહે છે. આગળથીજ એવો રિવાજ છે કે, રાજપુત્રી કોઈ મોટા કામને પ્રસંગે પુરૂષનો વેષ પણ ધારણ કરે તેમાં કંઇ બાદ નહીં. માટે આ બાબતમાં તમારે કંઈ શંકા ન રાખવી. રાજાએ સામંતનું એવું વચન સાંભળી પુત્રીને પુરૂષનો વેષ દીધો. પછી પુત્રીએ કહ્યું કે, જો આપની આજ્ઞા હોય તો મારે એક મોટા કામ વાસ્તે ઉજ્જયનીમાં જવાની ઇચ્છા છે, અને તે કામ સંપૂર્ણ થયે તમને જણાવીશ. ત્યારે રાજાએ કહ્યું કે, હે પુત્રી, ભલે તું જજે, પણ આપણા કુળને કંઈ કલંક ન લાગે એવું કાર્ય કરજે. એમ કહી રાજાએ તેના રક્ષણ વાસ્તે સૈન્યસહિત તે સિંહ સામંતને તેની સાથે જવા ફરમાવ્યું.

પછી તે કુમારી પુરૂષનો વેષ લઈ, પિતાની આજ્ઞાથી, તે સૈન્ય સહિત સામંતને સાથે લઇ અખંડ પ્રયાણે ઉજ્જયની નગરીએ ગઈ. ત્યાંના રાજા વૈરસિંહે લોકોના મુખથી એમ સાંભળ્યું કે, ચંપાનગરીના રાજાનો કુમાર આવે છે. ત્યારે રાજાએ પરસ્પર પ્રીતિ હોવાથી, તેની સામે માન દેવાને હાથી, ઘોડા, રથ આદિક સૈન્ય મોકલી, ઘણા આદરસત્કારથી પોતાને ઘેર બોલાવ્યો. પછી આવવાનું કારણ પૂછયું. ત્યારે કુંવરે (પુરૂષ વેષધારી ત્રૈલોકયસુંદરીએ) કહ્યું કે, તમારા નગરને સેહેજ જોવા આવેલો છું. ત્યારે રાજાએ કહ્યું કે, હે રાજપુત્ર, તારે અહીં અમારેજ ઘેર રહેવું. કારણકે અમારે અને સુરસુંદર રાજાના ઘરને કંઇ અંતર નથી. પછી તે રાજકુમારી રાજાએ દિધેલા એક સુંદર રાજમેહેલમાં પોતાના લશ્કર સાથે રહી. બીજે દહાડે તેણીએ પોતાના ખાનગી ચાકરોને કહ્યું કે, અહીં જલાશય કઇ જગાએ છે, તે તપાસ કરી મને આવી કહો. પછી તેઓએ તપાસ કરી આવી કહ્યું કે, પૂર્વ દિશામાં એક જલાશય છે. એ સાંભળી કુંવરી રાજાની આજ્ઞા લઇ, તે જલાશયને કાંઠે રહેલા એક સુંદર મેહેલમાં રહેવા ગઇ. હવે એક દહાડો તે કુંવરી ગોખમાં બેઠી છે, ત્યારે તે તળાવમાં મંગળકળશના ઘોડાઓને પાણી પીવા

આવેલા જોયા. તે ઘોડાઓને જોઈ વિચારવા લાગી કે, ખરેખર આ મારા પિતાના ઘોડાઓ છે. એમ મનમાં નિશ્ચય થયાથી પોતાના ચાકરોને તે ઘોડાઓની પછવાડે જવાનો હુકમ કર્યો, અને કહ્યું કે, જ્યાં આ ઘોડાઓ જઈ ઉભા રહે, ત્યાં રહેનારનું ઘર, યાદ રાખી, તે ઘરધણીનું નામઠામ પૂછી, તમારે અહીં આવી, તે સઘળું મને કહેવું. પછી તે ચાકરોએ ત્યાં જઈ, સઘળું પૂછી પાછા કુંવરી પાસે આવી, સઘળી હકીકત કહી, અને વળી કહ્યું કે, તે શેઠનો એક મંગળકળશ નામે પુત્ર છે, તે નિશાળે ભણે છે. પછી કુંવરીએ તે સઘળી વાત સિંહસામંતને કહી. ત્યારે તેણે કહ્યું કે, નિશાળના અધ્યાપકને આપણે નિશાળીઆઓ સાથે જમવાનું નોતરું દઇએ, પછી કુંવરીએ તે વાત કબુલ કર્યાથી, સઘળી રસોઈ આદિક સામગ્રી તૈયાર કરી, અધ્યાપકને નિશાળીઆઓ સાથે જમવા બોલ્યાવ્યો. ત્યાં તે છોકરાઓની સાથે પોતાના પતિને પણ આવેલો જોઈ, ત્રૈલોક્ય સુંદરી મનમાં અતિ હર્ષ પામી. પછી તે મંગળકળશને પોતાનું આસન આપી તેનું અતિ સન્માન કરવા લાગી. પછી સઘળાઓને આદરમાનથી ભોજન કરાવી વસ્ત્રો આપ્યાં, અને મંગળકળશને પોતાના પહેરવાનાં બે દિવ્ય વસ્ત્રો આપ્યાં. પછી

કુંવરીએ અધ્યાપકને કહ્યું કે આ છોકરાઓમાંથી જેને કોઇને વાર્તા આવડતી હોય તે મને કહી સંભળાવે. ત્યારે સઘળા નિશાળીઆઓએ મંગળકળશને વધુ માન મળેલું જોઈ, ઇર્ષ્યાથી કહ્યું કે આ મંગળકળશ વાર્તા કહેશે કે, જેને ઘણું માન મળ્યું છે. પછી અધ્યાપકે તે મંગળકળશનેજ વાર્તા કહેવાનું કહ્યું; ત્યારે તે સમુદ્ર સરખી ગંભીર વાણીથી કહેવા લાગ્યો કે, હું કલ્પિત વાર્તા કહું કે અનુભવેલી કહું. ત્યારે પુરૂષનો વેશ ધારણ કરનારી કુંવરીએ કહ્યું કે, કલ્પિત વાતની કંઈ જરૂર નથી; અનુભવેલીજ વાર્તા કહો. કુંવરીના એ વચનથી મંગલકળશ વિચારવા લાગ્યો કે, જેને હું ચંપાપુરીમાં ભાડે પરણ્યો હતો, તેજ આ ત્રૈલોકયસુંદરી છે; તે કોઇ કારણસર અહીં પુરૂષનો વેષ લઇ આવી છે. એમ વિચારી મંગળકળશ પોતાનું વૃતાંત કહેવા લાગો, કે તે પેહેલેથી માંડીને જયારે તેને મંત્રિએ ઘરમાંથી કહાડયો, ત્યાં સુધી સઘળું વૃતાંત કહી સંભળાવ્યું. એટલામાં તે રાજપુત્રીએ, ઉપરથી તેનાપર કોપ કરી પોતાના ચાકરોને કહ્યું કે, આ જૂઠા બોલા છોકરાને પકડો, પકડો. એમ કહેવાથી તેના ચાકરો તેને પકડવા લાગ્યા. પછી તેને તે રાજપુત્રીએજ વાર્યા, અને તેને એક ઓરડામાં લઇ

જઇ આસન ઉપર બેસાડી, સિંહ સામંતને બોલાવી ત્રૈલોક્યસુંદરી કહેવા લાગી કે, જેની સાથે હું પરણેલી છું. તેજ આ મારો પતિ છે. માટે હવે મારે અહીં શું કરવું? ત્યારે સામંતે કહ્યું કે, જો તે તારો ભરતાર હોય, તો તારે તેને સેવવો. ત્યારે કુમારી બોલી કે, હે મંત્રિ હજી જો તારા ચિત્તમાં સંશય હોય, તો આને ઘેર જઇ આપણા થાળ આદિક વસ્તુ તપાસી આવ. એમ કહેવાથી સામંતે સંશય છોડી, મંગળકળશના પિતાને બોલાવી સઘળું વૃતાંત કહ્યું. કુંવરી પોતાનો વેષ પેહેરી મંગળકળશની વલ્લભા થઇ. પછી તે સ્ત્રી ભરતાર શેઠને ઘેર ગયાં. ત્યાંનો રાજા શેઠને બોલાવી સઘળો વૃતાંત પૂછી વિસ્મય પામ્યો. પછી રાજાના આદેશથી મંગળકળશ તેજ મેહેલમાં રહી પોતાની સ્ત્રી સાથે સુખવિલાસ ભોગવવા લાગ્યો. પછી ત્રૈલોક્યસુંદરીએ સામંતને સૈન્ય સહિત પાછો મોકલ્યો. તે સામંતે ચંપા નગરીમાં જઈ સઘળો વૃતાંત રાજાને કહ્યો. તે સાંભળી રાજા હર્ષ પામી કહેવા લાગ્યો કે, અહો! મારી પુત્રીનું કલાકૌશલ્ય કેવું છે? અને તે દુષ્ટ અમાત્યની બુધ્ધિ પણ કેવી છે? તે પાપીએ મારી નિર્દોષ પુત્રી ઉપર પણ કેવું કલંક ચડાવ્યું! એમ વિચારિ રાજાએ પાછો સિં-

કે સામંતને ઉજ્જયનીમાં મોકલી, પોતાની પુત્રી-
ને ભરતાર સહિત તેડાવી. પછી રાજાએ મં-
ત્રિના ઘરમાંથી સઘળો ધનમાલ લુંટી, તેને બાંધી
ગામમાં ફેરવી મારી નાખવાનો હુકમ કર્યો. તેથી
રાજાના માણસોએ તેને રાસભ ઉપર બેસાડી નગ-
રીમાં ચૌટેચૌટે ફેરવ્યો. પછી મંગળકળશે રાજાને
વિનંતી કરી તેને છોડાવ્યો. ત્યારે રાજાએ તેને
કહ્યું કે, હે પાપી મેં તને મારા જમાઈના કહેવા-
થીજ મૂકયો છે નહીંતર મૂકું નહીં. એમ કહી
તેને ગનરમાંથી કાહાડી મૂકયો. તે રાજાને પુત્ર
નહોતો તેથી તેણે મંગળકળશનેજ ખોળે બેસાડયો,
અને તેના માબાપને પણ રાજાએ ત્યાંજ બોલાવી
રાખ્યા. એક દહાડો રાજાએ મંત્રિ સામંત આદિ-
કની અનુમતિથી, ઉત્સવપૂર્વક, મંગળકળશને રાજ્યે
બેસાડી પોતે યશોભદ્ર નામના આચાર્યની પાસે
દીક્ષા લીધી. પછી આસપાસના રાજાઓને ખબર
પડી કે, ચંપાનગરીનું રાજ્ય તો, કોઈક વણિક
પુત્રના હાથમાં ગયું છે, એમ વિચારી તેની
સામે લડાઈ કરવા આવ્યા. ત્યારે મંગળકળશે
તેઓને પોતાના પુણ્યના પ્રભાવથી જીતી લીધા.
પછી તે સઘળા રાજાઓ તેના મિત્ર થયા. પછી
સુખે રાજ્ય પાળવા લાગ્યો. એટલામાં ત્રૈલોકયસું-

દરીને એક પુત્ર થયો. તેનું યશસેખર નામ પાડયું. પછી મંગળકળશ રાજા પોતાના દેશમાં જૈનપ્રાસાદ, રથયાત્રા, પૂજા, પરભાવના આદિક ધર્મ કાર્ય કરવા લાગ્યો. એક દહાડો ઉદ્યાનમાં શ્રીજયસિંહ નામે ગુરૂ પધાર્યા. તે વાત સાંભળી રાજા પરિવારસાથે વાંદવા ગયો. ત્યાં જઈ, ગુરૂને ત્રણ પ્રદક્ષણા દઈ, ભક્તિપૂર્વક નમસ્કાર કરી, રાજાએ પૂછયું કે, હે ભગવાન્ કયા કર્મથી મને ભાડે પરણવું પડયું, તથા કયા કર્મથી આ મારી સ્ત્રીને કલંક આવ્યું. એમ કહેવાથી આચાર્ય કહેવા લાગ્યા કે, આજ ભરતક્ષેત્રમાં ક્ષિતિપ્રતિષ્ટિત નામે નગર છે. ત્યાં એક સોમચંદ્ર નામે કોઇ શાહુકારનો પુત્ર હતો. તે પ્રકૃતિથી સૌમ્ય પ્રકૃતિવાળો તથા સરલસ્વભાવિ હતો. તેને શ્રીદેવી નામે સ્ત્રી હતી. તેઓ બન્નેની વચ્ચે ઘણીજ પ્રીતિ હતી. વળી તેજ નગરમાં જિનદેવ નામે કોઇ શ્રાવક હતો. તેને અને સોમચંદ્રને ઘણીજ મિત્રાઇ થઈ. એક દહાડો જિનદેવને, પોતા પાસે ઘણું ધન હતું તોપણ વધારે ધન કમાવાને પરદેશજવાની ઈચ્છા થઈ. ત્યારે તેણે પોતાના મિત્ર સોમચંદ્રને કહ્યું કે, હે મિત્ર મારે તો ધન વાસ્તે દેશાંતર જવાનો વિચારછે. કારણ કે જો ધન હશે તોજ સર્વ ઇચ્છિત કાર્ય થશે. કહ્યું છે કે,

**यस्यास्ति वित्तं स नरः कुलीनः ।**
**स पण्डितः स श्रुतिमान् गुणज्ञः ॥**
**स एव वक्ता स च दर्शनीयः ।**
**सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते ॥ १ ॥**

અર્થઃ જેની પાસે પૈસો છે તેજ કુલીન, તેજ પંડિત, તેજ શાસ્ત્ર જાણનાર, તેજ ગુણવાન, તેજ યોગ્ય બોલનાર, તથા તેજ ઉત્તમ ગણાય છે, કારણ કે સઘળા ગુણો દ્રવ્યમાંજ રહેલા છે ॥ ૧ ॥

**निर्द्रव्याः पुरुषाः सदाच विकलाः सर्वत्र मन्दादराः । पुत्रभ्रातृनिरापराधकुपितं दृष्टं न सम्भाषणम् ॥ भार्या रूपवती सुमन्दमनसा स्नेहेन नालिङ्गते । तस्माद्द्रव्यमुपार्जय शृणु सखे द्रव्येण सर्वे वशाः ॥ २ ॥**

અર્થ—નિર્ધન માણુસ હમેશાં કળા વગરનો હોય છે, સર્વ ઠેકાણે અપમાન પાપે છે, પુત્ર અથવા ભાઈ કંઇ અપરાધવિના ગુસ્સે થાય છે, અને મધુર વચનો બોલતા નથી, સ્ત્રી રૂપાળી છતાં તેને શાંત મનથી, તથા પ્રીતિથી આલિંગન કરતી નથી, માટે

હે મિત્ર, તું દ્રવ્ય ઉપાર્જન કર? કારણ કે દ્રવ્યથી સર્વ વશ થાય છે ।। ૨ ।।

પણ તારે, આ જે ધન, હું તને આપી જાઉં, તે સાતક્ષેત્રમાં વાપરવું, અને તેથી કરી તને પણ પુણ્યનો છઠો ભાગ મળશે. એમ કહી જિનદેવે તેને દશહજાર સોના મોહોરો આપી. અને પોતે દેશાંતર ગયો. તેના ગયા પછી સોમચંદ્રે ઉચિત સ્થાનકે તેનું દ્રવ્ય શુદ્ધ ચિત્તે ખરચ્યું. તે સાથે સોમચંદ્રે પોતાનું પણ કેટલુંક દ્રવ્ય શુભ માર્ગે ખરચ્યું; અને તેથી ઘણું પુણ્ય ઉપાર્જન કર્યું. તેની સ્ત્રી પણ તેનું જોઈ ધર્મ કરવા લાગી. ઉત્તમ માણસના સંગથી પોતામાં પણ ઉત્તમ કાર્ય કરવાની બુદ્ધિ થાય છે. કારણ કે, કહ્યું છે કે,

**महाजनस्यसंसर्गः।कस्य नोन्नतिकारकः॥**

**पद्मपत्रास्थितं वारिधत्ते मुक्ताफलश्रियम्॥**

અર્થઃ મોટા માણસનો સંગ કોની ઉન્નતિ નથી કરતો? (પણ સર્વની ઉન્નતિ કરે છે.) જુઓ કે, કમળના પત્રપર પડેલું પાણિનું બિંદુ પણ મોતીની શોભાને ધારણ કરે છે. ।। ૧ ।।

**काचः काञ्चनसंसर्गाद्धत्ते मारकतीर्द्युतीः॥**

**तथासत्संनिधानेनामूर्खोयातिप्रवीणताम्॥**

અર્થઃ સોનાના સંગથી કાચ પણ ચકચકિત થાય છે, તેમ સજ્જનની સોબતથી મૂર્ખ પણ પ્રવીણ થાય છે. ॥ ૨ ॥

હવે તેજ નગરમાં તેણિની એક ભદ્રા નામે સખી હતી. તે સાનંદ નામના શેઠની પુત્રી હતી, અને દેવદત્ત નામના માણસની સ્ત્રી હતી. હવે કેટલોક વખત ગયા પછી દેવદત્ત શેઠને કર્મને દોષે કોઢનો રોગ થયો. ત્યારે તેની સ્ત્રી ભદ્રા, ઘણોજ શોક કરવા લાગી. એક દહાડો તે ભદ્રાએ શ્રીદેવીની આગળ એમ કહ્યું કે, હે સખિ, કોઇ કર્મના દોષથી મારો પતિ કુષ્ટિ થયો છે. ત્યારે શ્રીદેવીએ હાંસીમાં પોતાની સખીને કહ્યું કે, હે સખિ, તારા સંગથીજ તારો પતિ કુષ્ટિ થયો છે. માટે તુંજ મહાપાપણી છો. મારી નજરેથી તું દૂર જા? મને તારૂં મુખ નહીં દેખાડજે? એમ સાંભળિ તે ક્ષણવાર મનમાં ઘણો ખેદ પામી, શ્યામમુખવાળી થઇ ઉભી રહી, એટલામાં ફરીને શ્રીદેવીએ કહ્યું કે, હે સખિ તારે માઠું ન લગાડવું; મેં તો તને હાંસીથી કહ્યું છે. એ સાંભળી તે હર્ષ પામી. પછી સોમચંદ્ર પણ સાધુના સંગથી પોતાની સ્ત્રીસાથે શ્રી જૈનધર્મ

પાળવા લાગ્યો પછી તે બન્ને સ્ત્રી ભરતાર ત્યાંથી સુખ સમાધીએ કાળ કરી, સુધર્મા દેવલોકમાં પાંચ પલ્યોપમને આઉખે દેવતા થયા. પછી સોમચદ્રનો આત્મા ત્યાંથી ચવી હે રાજા, આ તું થયો, અને શ્રીદેવાનો જીવ ચવીને આ ત્રૈલોક્યસુંદરી થઈ. એવી રીતે હે રાજા, તેં પરભવે પરના દ્રવ્યથી જે પુણ્ય ઉપાર્જન કર્યું હતું, તેના પ્રભાવથી તારે ભાડે રાજકુમારી પરણાવી પડી, અને આ ત્રૈલોક્યસુંદરી- એ શ્રીદેવાના ભવમાં પોતાની સખીપર હાંસીથી જે કલંક દીધું હતું, તેના પ્રભાવથી તેણિના ઉપર પણ કલંક આવ્યું. એવી રીતનું પોતાના પૂર્વભવનું વૃતાંત સાંભળી, વૈરાગ્ય પામી, પોતાના પુત્રને રાજ્ય સોંપી બન્ને જણે દીક્ષા લીધી. અનુક્રમે તે રાજ ઋષિ સિદ્ધાંતમાં પારગામી થવાથી, ગુરૂએ તેને આચાર્ય પદે સ્થાપ્યા. ત્રૈલોક્યસુંદરી સાધ્વીને પણ ઉંચી પદવી આપી. પછી ત્યાંથી તે બન્ને શુભધ્યાને કાળ કરી, બ્રહ્મલોકમાં દેવતા થયા. ત્યાંથી ચવી મનુષ્યભવ પામી, ત્રીજે ભવે બન્ને જણ મોક્ષે ગયા. એવું જાણી હે ભવ્ય માણસો! તમે પણ શ્રી અરિ- હંત પ્રભુની ભક્તિ કરી, આ મનુષ્ય જન્મને સફળ કરી, મોક્ષ સુખ મેળવો.

इति श्रीजामनगरनिवासिश्राद्धवर्यहं

सराजात्मजाहिरालालेनस्वाल्पमत्यामङ्ग लास्पदभव्यपुरुषमङ्गलकुमारस्य जगज्जनकदम्बकहृदयामन्दानन्दसन्दोहदं पवित्रंचारित्रमत्रास्थितागणितभव्यजनगणसुख बोधप्राप्तये संस्कृतवाचोगुर्जरभाषायांग्रथितमस्तिगुरुश्रीमच्चारित्रविजयसुप्रसादात् संवत ॥ १९४७. माघमासे शुक्ल पक्षेत्रयोदश्यांशनौदिने.

समाप्तोऽयंग्रन्थः

# વિજ્ઞપ્તિ.

સર્વે જૈન બંધુઓને નિવેદન કરવાનું કે કોઈ પણ સંસ્કૃત ગ્રંથનું ગુજરાતી ભાષાંતર કરાવવાની જેઓને આકાંક્ષા હોય તેઓએ નીચે સહી કરનારને પત્રદ્વારાએ અથવા જાતે મળી ખુલાસો કરવો.

નીચે જણાવેલાં પુસ્તકો અમારા તરફથી કીમત મોકલી આપતાં નીચે જણાવેલી જગાએથી મળશે.

| | કીમત રૂ. | પોસ્ટેજ |
|---|---|---|
| અમરદત્ત મિત્રાનંદ ચરિત્ર ...... | ૦।= | ૦)– |
| ધનદ ચરિત્ર ...... | ૦। | ૦)૦॥ |
| હીરાલાલ કૃત સંગીત ચોવીસી | ૦–॥ | ૦)૦॥ |

કુમારપાળ તથા હેમાચાર્યજી મહારાજ ચરિત્ર (છપાયછે)

## પુસ્તકો મળવાનાં ઠેકાણાં

મુંબઈ–અમારે ત્યાં બીંડીબજાર પારસી સોરાબજીની ચાલીમાં.
મુંબઈ—મી૦ ફતેચંદ કપૂરચંદ લાલન કીકા સ્ટ્રીટ ઘર નં ૮૪
જામનગર—શા૦ હંસરાજ શામજી ચોરીવાળા દેરા પાસે
તથા બીજા ગામોની જૈનશાળાઓમાંથી મળશે.

હીરાલાલ વિ. હંસરાજ જામનગરવાળા.

વક્તા—સભામાં ઉભા રહી છટાદાર ભાષણ કરવાના ઉત્તમ નમુનાવાળો આ ભાષણ કળાનો ગ્રંથ તેના યોજક મી૦ ફતેચંદ કપૂરચંદ લાલન અમારા સ્નેહી તરફથી થોડા વખતમાં બહાર પડશે. આગળથી ગ્રાહક થનાર પાસેથી પોસ્ટેજ સુધાં રૂ૧)